દીલખુશ

# કલગી ગાયન સંગ્રહ.

રચી પ્રસિદ્ધ કરનાર,

શાયર અબદુલહુશેન બાકરભાઈ

સુરત.

(જેમાં કઠીઆરો અને કઠીઆરાની કહાણી જન્નના મુખેથી પડતું રતન અને માતાના દુખે બે પુત્રના વનવાસની વીગત રસીલી ભાષામાં ખ્યાલ-રંગત લંગડી સમાવી છે.)

સુરત "દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમા
મગનલાલ કીકાભાઇએ છાપ્યા.



કિંમત આના બે.

## [illegible] ઝેહેર ની ગડી—કઠીયારાની [illegible]

કોઈ યેક માતા પુત્ર વાસ્તે કસ્ટ કરી આપે છે પ્રાન
॥ કોઇ યેક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન—ધુરપત.
ઉતામ નગ્ર એક હતું ચંપાવતી નગરી સારી
વસે નગરમાં સેઠ સાવકાર અને બહુ વેપારી.
સેહેર હતું ગુલજાર વસે એક કઠીઆરો અને કઠીઆરી
॥ હતા તે નીરધન ॥ બીચારા અને હતી બઉ લાચારી.

### સેર

ધયાન ધરીને સમજો ભાઈ કઠીયારાનો સારજી.
પુત્ર હતા બે તેહના ખટ વરસના હુસી'
કઠીઆરી બત્રીસ લક્ષની જાતે હતી છી××જી,
યાર રાખેલો હતો યેક ગામનો સાવકારજી.

### ચાલ છોટી.

પેલી કઠીયરી કમજાત હતી વ્યભીચારી,
બે પુત્ર અને ભરથાર મેલ્યા વીસારી.
પેલા વણીક ઉપર રાખે રાણુ બહુ યારી,
કહે શેઠ લાગે તું મુજને પ્રાણથી પીયારી.

### દોહરો

તું મારી દીલજાન દીલોદીલથી સાભળ મારી વાત—લાલજી.
કર જલદી તું રસોઈ પુરન પુરી દાલ ને ભાત—લાલ.
જમીને બધે ઉઠયા પલગપર બેસી ખાય સોપારી પાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક—૧

નાર કરે સીનગાર રાની મોહેના જેવો ભપકો સારો
ા નવીન ભોજન ।। જમે નીત ભુખે મરે છે કઠીયારો.
ખાંધે કુવાડો લઇને જાય જંગલમાં. કાસ્ટ લાવે ભારો
ા વેચી ગામમા ।। પઇસા લઇ કરે પુત્રોનો ગુજારો.

## સેર

માતા પુત્રને ચાહે નહીં ધીક છે અવતારજી,
રસોહી સરવે કરી રાંડે પછી બોલાવ્યો યારજી.
પુત્ર ધની ભડકુ પીએ તે જમે બેઉ કંસારજી,
ધનીને જલ પાયે નહી પેલાને ઘીની ધારજી.

## ચાલ છોટી

એક દાહ્ડો કાસ્ટ લેવાને ગયો કઠીયારો,
જઇ એક વૃક્ષ નીચે બેઠો બીચારો
ઉઠીને ડાલ જંગીપર માર્યો કુવારો
હતો જગી ડાલપર એક સુકનો મારો.

## દોહરો

માલાની અંદર રહેતા પોપટી અને પોપટ—લાલજી.
હતા બે બચ્ચા માલામા તેથી બોલ્યો તે જટ—લાલજી.
ન માર કઠીયારા તુ હમને હરી તારૂ કરશે કલ્યાન
।। કોઇ એક માતા ।। ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક—૨
ડાલ કાપવાની છોડી કઠીયારો મનમાં તે શુ કરે વીચાર
નજર કરીને જુવે એક પોપટ દસ્ટે આવ્યો યાર.
માળાની અંદર બેઠેલો સુકરી રહયો તાં શોર પુકાર ।।
ન માર હમને અરે કઠીયારા કરૂં કઇ હું તારો ઉપકાર.

## સેર

નહી મારૂં તમને હુ દીલગીર ન થાવો મન,
પોપટ કહે કઠીયારા તમને આપુ મારો એક તન.
પાલજે તું પ્રેમથી અને કરજે તુ જાજુ જતન,
એને મોડેથી સમજ સવા લાખનું પડસે રતન.

## ચાલ છોટી

દર મહીને પડસે રતન સમજ કઠીયારા,
તુ નીકલ્યો ઘેરથી શુકન થયા કંઇ સારા
કરજે એનુ કલ્યાણ અય બચ્ચા મારા,
આવ્યો કઠીયારો બચ્ચુ લઇને બેઠી જાહા દારા.

## દોહરો

કઠીઆરે આવી બચ્ચુ આપ્યુ કઠીઆરીને હાથ—લાલજી.
વન અદર જે બની હકીગત સંભળાવી સઊ વાત—લાલજી.
પક્ષીનુ જતન કરસો તો આપનુ થઈ જાશે કલ્યાણ
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૩
ઘાલી પીજરામા બચ્ચાને નરનારી બેઊ કરે જતન
તે બચ્ચાને મોડેથી સવા લાખનુ પડયુ રતન
અજાર અદર આવ્યો હાથમા લઈ કઠીયારો થાય મઘન
॥ વણીકને દવારે ॥ દવારે લઇ આવ્યો સમજો મારા સજન.

## સેર

હાથમા આપ્યુ જવેરીને જઈ તતકાલજી
રતન છે તાહારૂ ખરૂ કહે છે જવેરી લાલજી
કીંમત કરી કહે છે જવેરી સવા લાખનો છે માલજી,
લાખ આપ્યા રૂપઈયા તે લઈ આવ્યો કંગાલજી.

૫

### ચાલ છોટી

લઈ આવ્યો લાખ આપ્યા કઠીયારીને હાથે,
મુજ પ્રાણપતી પીયારી કહે સાંભલો નાથે.

કરો આરામ ખટલા ઉપર પુત્ર સંઘાથે,
જમવાને કરૂ રસોઇ ને જમીયે આપણે સાથે

### દોહરો

પલક એકમાં કઠીયારીએ રસોઈ કરી તઇયાર—લાલજી.
રાખલો જે હતો રાંડનો બોલાવ્યો સાવકાર—લાલજી.

પુત્ર સ્વામીને સુકો રોટલો યાર નાર જમે પકવાન
॥ કોઈ ચેક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૪

પોપટને પુનેથી થયો કઠીયારો સમજો બઉ ધનવાન
॥ તોડી જુપડી ॥ અને એક બાદ્યો જાતે મોટો મકાન.

ખુસી થયા સઉ લોક કહે કઠીયારાપર ત્રુઠયા ભગવાન
॥ સુખનો સાગર ॥ ઉલટયો દુખ ગયુ સમજો દીલજાન.

### સેર

નગ્ર વાસી લોક સઉ આનદ થયા નરનારજી,
એટલે તાંહાં આવ્યા સમજો કઠીયારીનો યારજી.

કઠીયારી કહે અય દોસ્ત મારા પ્રાણના આધારજી,
દાસી છઉં હુકમમાં પ્રાણ આપવા તઇયારજી.

### ચાલ છોટી

કહે યાર નાર તુ લાગે પ્રાણથી પીયારી,
એક પુછું વાત કહે તું મુજને વિસ્તારી.

કોણ પતી તાંહારો અને તું કોની નારી,
કઠીયારી કહે પ્રાણ આધાર છઉં તમારી.

## દોહરો

પ્રીયે પ્રાણ વલ્લભ તું મારી પીયારી ચતુર સુજાન—લાલજી.
કહે કારણ તું મુજને જુપડી ગઈ થયું મકાન—લાલજી.
ધન કોને આપ્યું તમને કે તુઠયા તમપર ભગવાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રના જાન ચોક-૫
ધન મળ્યુ અપાર સાંભળ યાર શુક ને પુને કરી
સવા લાખનુ રતન દર મહીને મુખથી પડે ખરી.
વીસ્મે થઈને જુવે શેઠ પોપટના ઉપર નજર કરી,
હાયરે કીસમ વાત આ માનુ રાડની ખરેખરી

## સેર

ત્યાર પછી સહુ સાંપનીલો સુંની તીયા વનીતા પેરજી,
વ્યાધી વાચુને મને લઈ ચાલ મારે ઘેરજી
સેઠ બઉ આક્રદ કરે તાં વરતીયો બઉ ફેરજી,
ધીકાર છે પીયારી તને મનમા નથી કઇ મેરજી.

## ચાલ છોટી

કહે પીયારી પીયારા હાજર છંઉ આપવા પ્રાન,
જીભ્યાથી વદુ ખોટુ તો પુછે ભગવાન
કહે સેઠ લાવ પીંજરામાથી બચ્ચાને,
એને મારી લાવ રાંધીને મને ખાવાને.

## દોહરો

ફેલ કરી બઉ કહે વાનીયો ખાવુ તો વાયુ જાય—લાલજી.
રતન પરે મુખેથી મારે જલદી સારૂ થાય—લાલજી.
ફેર કીધો કમજાતે જટ પોપટનો કાંઢી લીધો પ્રાન,
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૬

રાંધ્યુ માસ પોપટનું રાંડ ભુંડીએ કંઈ ના કીધો વીચાર,
જઈને માલ પર કહે પીયારા ચાલો ખાવું તૈયાર.
માલે કરે બેઉ વાત એટલે કઠીયારીનો આવ્યો પરીવાર.
પુત્ર નાંહાનો આવી સઉ ખાઇ ગયો સમજો દોશદાર.

સેર

નીચે આવીને જુવે બેઉ ખાવાનું કાંઈ ના મલે
ભમરી ખાઈ પડીયો વાનીયો પ્રાણ આવ્યા છે ગલે.
ચાવ બેઠા પ્રાણ મુજને હોળી અંતરમાં બળે,
જવા દે જલદી યાહાથી નામ મારૂં તું ન લે

ચાલ છોટી.

જઇ બેઠો ઘેર આગને વીચાર કરે મનમાંઇ,
મારે માટે માંસ રાંધેલુ ગયુ કોઈ ખાઇ.
બે પુત્ર લઇ કઠીયારો આવ્યો ઘરમાંઈ
પુછીઉ પછી રાંડને બચ્ચુ ગયુ છે કાંઇ.

દોહરો

ઉડી ગયું છે બચ્ચુ મારા પતી પ્રાણ આધાર—લાલજી.
સાંભળી વાતને કઠીયારો બહુ રૂદન કરે અપાર—લાલજી.
પડયું રતન એક માસે પુત્રના મોમાથી સુન ધર ધ્યાન,
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક—૭
એક દાહાડા સમે શેઠ કહે સાંભળ વાત મારી પીયારી,
પુત્ર નાહાનો કાપી અને કાલજુ લાવ પાસે મારી
મનમાં મેર ના ખાધી રાંડ કહે કાપી લાવું પાસે તારી,
ફીકર ના કરતા તમારી દાસી છઉં આગ્યાકારી.

## સેર

આગ્યા ચડાવી માથે મારવા થઇ તઈયારજી,
કટાર કાડઓ એક હાથે દેખતા સાવકારજી.
પડોશમાં રહેતી હતી એક બ્રાહ્મણી હુસીયારજી,
હકીગત સઉ સાભળી પોચી જાહા હતી નીસાળજી.

## ચાલ છોટી

આંખમા આશુ બ્રાહ્મણી કહે છે બાળે,
લઇ પ્રાણને નાસો માતા તમારી કાલે.
કહે પુત્રો હાય શુ થાય જગ પ્રતીપાળે,
નીર અપરાધી બાળોની લેજો સભાલે.

## દોહરો

કહે જો હમારા તાતને જે મલશુ કોઇ એકવાર—લાલજી
જીવતા રહોશુ તો મલશું પીતા ના ભુલીએ નહી ઉપકાર–લાલજી
ચક્ષુથી જલધાર વહે કહે માતા તે આપીઉ જીવતદાન,
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક–૮
હરી તું કુલ દુનીયાનો વાલી બસ હમને તાહારો આધાર,
નથી હમારૂં કોઇ આ જંગલમા સાંભળ કીરતાર
હમારા પર રૂઠી છે માતા તુ ન રૂઠતો અય સરદાર,
બાલક તમારા અમે નીર અપરાધીની કરજો વાર.

## સેર.

સાત દીવસ વહીને ગયા રડતા બહુ જંગલ વીશે,
વાઘ વરૂ સહી શરપ જંગલમા સર્વે રડતા દીસે.
સાંભળી જીવ જંત રડતા તે સઉ જંગલ વીસે,
દયા લાવી નાસે કે જરી બાળક જોઇ અમને બીસે.

## ચાલ છોટી

બઉ હતું ઘોર અંધારૂ અને મધરાતે,
એક વૃક્ષ નીચે આવીને બેઠા બેઉ ભ્રાતે
બોલ્યો મોટો ભાઇ તે નાનાભાઇની સાતે
બઉ થાકયો તું લે નીદ્રા જાશું પરભાતે.

## દોહરો

લઘુ બંધવ નીદ્રા લઇ શુતો જેસ્ટ બધુની પાસ—લાલજી
સુખનો પથ દરસાવ હરી તું પુર હમારી આશ—લાલજી
ઉપર વૃક્ષના હતા રહેલા બે પક્ષી ચતુર ગુનવાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન, ચોક—૯
અરસપરસ બેઉ પક્ષી કરે છે વાત રહી વ્રક્ષની ડાલે
મોટાભાઇને મળશે રાજ સમજ પ્રાંત.સકાળે
ભર નીદ્રામા સુતો લઘુ બંધવ સીર ગાજે છે કાલે
સરપ થઇને ડંસ કરસે મરસે નાનો બાળે.

## સેર

સમજી ઝાડ પાહાડ પક્ષીવા કરે પુકારજી
માતા રૂઠી બેઉ પર ના રૂઠતો કીરતારજી
નીર અપરાધી બાળ બે સુદર દીસે સકુમારજી.
ઉપજે દયા અંતરમાં હમને કરજો એની વારજી.

## ચાલ છોટી.

વ્રક્ષની ડાળપર પક્ષી સઊ રૂવે છે
ફલ જલ તજી પોતાનો પ્રાણ ખુવે છે.

પક્ષીયો દ્રસ્ટે નીહાળી અને જુવે છે
આવી મોટા ભાઈને નીંદ્રા તે પન સુવે છે.

### દોહરો

સરપ એક આવીને ડંખ્યો ગયો ભાઈનો પ્રાન—લાલજી
આવ્યું સ્વપનુ જપકીને ઉઠયો ઉઠો બંધવ નાહાન—લાલજી
પ્રાન દેહમાં મળે નહી જોતામા દેહનું ભુલ્યો ભાન
ા કોઇ એક માતા ા ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૧૦
હાય હવે શુ થાય પ્રીય બધવનો પ્રાણ આ કોણે હરયો
વન વગડામા મુકી એખલો ને મારગ કીયાનો ધરયો
નથી કઇ તકસીર માહારી બધવ કોપ તે કેમ કરયો,
દયા ન આવી મારી મને મુકી ને તુ ભવ સાગર તર્યો.

### સેર

પરમ પ્રીયે પ્રાણ મારા બધવ મેલી કયાં ગયો,
અરે નીરદે જીવ મારા દેહમાં તું કેમ રહયો.
વીયોગ તારો વીરા મારાથી તો ના જાયે સહયો,
આવી દયા માહારી નહી નીરદોસ કેમ નીરદે થયો.

### ચાલ છોટી

આ ધમની વાત કહુ કોની પાસે વીસ્તારી,
સારા દુદ્ધ ભરેલા જીવને મારી કટીયારી
મલસે કયા મને તું અરે પ્રાણ આધારી
એકવાર તને મલવાની છે ઇંતેજારી.

### દોહરો.

કાસ્ટ લાવું જઇ ગામમાં અને અગની દાહ દઉ આજ—લાલજી
પ્રાંત:સકાળે આવ્યો શેહેરમાં પકડીને આપ્યું રાજ—લાલજી

જ૫૮૧૬



રાજ રીધના સુખ સંપતમા ભુલી ગયો બંધવ નાદાન
॥ કોઈ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૧૧

સુખમાં ભુલી ગયો મરેલા ભાઈની શું થઈ ગતી
લાસ પડેલી વ્રક્ષ નીચે તાંહા આવ્યો એક જતી.
કરો જીદા બાલકકો ગીરધારી હે તું મારી પ્રબલ મતી
તુંમ કીરપાસે કરૂં જીંદા મે દેખ છતીયા જલતી.

સેર.

જીંદા કીયા બાલકકો ઊસકે સગમે વો લે ગયા
મે ગુરૂ ઘ સીસ મેરા સાધુને મુકસે કયા.
મે બાલહુ શરણે તુમારે રખના તુમ મુજપે દયા
સાધુ કહે સુન બાલકા મેરી બોત હે તુજપે મયા.

ચાલ છોટી

કહે દુખની વાત બહુ આંખમા આસુ લાવી
માતાને દુખે નાઠાથા જાન બચાવી
સુતો મોટાભાઇના ખોલામાં નીદ્રા આવી
નીદ્રા ભર મુકી ગયો મને ફસાવી.

દોહરો

બાવા સંઘાથે આવ્યો પુત્ર ભાઈના રાજ મોજાર—લાલજી
મોટો ભાઇ તાં રાજ કરે તેને ખબર નથી દીલદાર—લાલજી
ખાસ મંદીર હતુ પોતાનુ ભજે તાંહા હરીને ભગવાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૧૨

એક દીવસના સમે પુત્રના મુખમાથી પડીઉ છે રતન
શવા લાખનું જોઇને ગુરૂનું બઉ હરખુ છે મન.

એ કોઇ કારન રૂપ હે લડકા દેખ ગુરૂ મનમે પ્રસન
હોકર કહેતા ન દેખુ તુજે મુજે ના ભાતા અંન.

સેર

આગીયા તમારી છે મને જોવાને ઇચ્છા શેહેરજી
આપો રજા જલદી તમે લાવી ને મનમા મેરજી
દેખો ઈછાસે નગરમે કરો અછી લેરજી
ડરના નહી બચ્ચા ન જાના તુમ કીસીકે ઘેરજી,

ચાલ છોટી

નીકલ્યો છે નગ્ર જોવામે છેલ છબીલો
કમરમાં કટારી ખાંધે દુપટો લીલો
કઈ આસક નગરની નાર જોઈ રંગીલો
નહી હતુ કોઈ સંગાથ હતો એકીલો

દોહરો

ચાલ્યો જાય રસ્તે હતુ તાંહા ગુનકાનુ મકાન—લાલજી
પોપટ હતો ગુનકાનો તેની દ્રસ્ટે આવ્યો જવાન—લાલજી
પોપટ કહે સાંભળ ગુનકા મારી વાતપર ધરજે ધ્યાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઈછે પુત્રનો જાન ચોક-૧૩
જાય છોકરો છે આ સુદરના મોહોમાથી પડે રતન
એનું કાલજુ ખાય તું તો વરસે ઘરમાં કચન
શાંભળી વાત તેને બોલાવ્યો થઇ બઉ ગુનકા પરસન
અરે ઓ પીયારા-પીયારા બઉ મને તુ લાગે તન મન ધન

સેર.

કરી બઉ છલ ભેદ તેને પલગપર સુવારીયો
જલદ હતો ખંજર બઉ વીજળી સરીખા કાઢીયો

છાતીપર તેની ચડી બાલકે બુમ પોકારીયો
ભુંડી દયા લાવી નહી કટાર જઇને મારીયો.

### ચાલ છોટી

સઉ ઉભી હતી કુલજાહાન પુત્ર જોવાને
પડીયો તે ખાટલા ઉપર ગયા છે પ્રાને
પુત્રની પાછલ નીકળજ્યો ગુરૂ ફરવાને
લાગ્યો પુછવા આવી શુ ઉભા તમે જોવાને

### દોહરો

લોક કહે છે સાંભલો બાવા એક હતો કોઇનો બાલ-લાલજી
આ ગુનકાને મેલે ગયો જાને થયો છે તેનો કાલ-લાલજી
ગયો ગુરૂ ગુનકાના મેલ ઉપર ચેલાનો નિકલ્યો છે પ્રાણુ
॥ કોઇ એક માતા ॥ ખાશ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૧૪
ઘહી કેમ ગુનકાના ગુરૂ લાવ્યો નીચે સઙ જુવે લોક,
લાસ ચેલાની જોઇ લોકોના મનમાં ઉપજ્યો શોક
નગ્ર નીવાસી જનો થયા ગમગીન પુત્રનો લાવી શોક
નીર અપરાધી લાશને જોઈ રડે સઉ પોકાપોક

### સેર.

ખબર થઇ નગ્રપતી આવ્યો છે જોવા લાસજી
જુવે છે આવી તાહા ભાઈ પોતાનો ખાસજી
ગમગીન તે રાજા થયો મનમા બઉ ઉદાસજી
કોન એ પુત્ર કોહોનો છે કરો તપાસજી

## ચાલ છોટી

કહે જતી સુન પુરપતી ૫ મેરા ચેલા
એક રોજ ગયા મેં જંગલ બીચ અકેલા
એક બીછકે નીચે પડા હુવાથા મરેલા
વા કરકે સજીવન એને સંગ લીયેલા.

## દોહરો.

પુરપતી જઈ બાજયો લાસને નીચે એ મારો ભાઇ—લાલજી
તમે ગયો છુ ભુલી હું બંધવ મરૂં કટારી ખાઇ—લાલજી
બલ્યુ આ મારૂ રાજ કાજ સઉ તાજ કરૂ મારો આ જાન
॥ કોઇ એક માતા ॥ ખાશ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૧૫
લઇને ખોળામા લાસ ભાઈની સુરત જોઇ બઉ કરે પોકાર
તારે વાસ્તે આપુ આ જાન મરૂ ખાઈને કટાર
મેલી લાસ જંગલમા હુ આવ્યો લેવા કાસ્ટ થઈને લાચાર
ગયો સેરમા ઉધડતી ભાગળ રાજ મલુ દીલદાર.

## સેર.

ભુલી ગયો તને હુ અપરાધી બઉ તારો થયો
ખબર તારી લીધી નહી ને છેક હુ નીરદે થયો
વજીરે આવી તાહા રાજાને બઉ સમજાવ્યો
કહે જતી શુન પુરપતી જીદા કરૂ તુમ દેખયો.

## ચાલ છોટી

જોવાને તાહા મલી છે ખલકત સારી
કઇ રૂવે બાલકો અને રૂવે નરનારી
કર જલદી સજીવન બાવા કહે સસારી
કર્યા મંત્રે સજીવન બાવાયે જાદુ મારી

## દોહરો

સજીવન થઇ ચેલાયે મુકીઉ ગુરૂ ચરનમાં શીશ—લાલજી
તીરથ રૂપ છો ગુરૂ તમે મારા પરી ભ્રમ જુગદીસ—લાલજી
અરસપરસ બેઉ ભાઈ મલ્યા તે કરે વાત દુખની દીલજાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક-૧૯
ફાંસી દીધી ગુનકાને સઉ લુટી લીધું તેનુ ઘરબાર
લુટાવી આવ્યા ભાઈ બેઉ ગુરૂ સંઘાથે રાજ દુવાર
દુખની વાત બેઉ કરે મલીને બેઠા બેઉ મહેલ મોજાર
યાદ આવીઓ પીતા આપણો હશે તાં દુખી અપાર.

## સેર.

આપના વીજોગમાં પીતા ઘણો હેરાનજી
મનમા મોટો ભાઈ સમજીને થયો બેભાનજી
ભાઈ બેઉ આવ્યા જાહા ચંપાવતી શુભ સ્થાનજી
જાઈ પીતા બેઉ પુત્રને પુરો થયો અરમાનજી.

## ચાલ છોટી

પુત્રને જોઇ પીતાને આનદ ભારી
શુ ઇછા છે કહે વણીકને કઠીયારી
કાલજુ હુ લાવુ કહો તો પુત્રને મારી
સાંભળી નાનાભાઇએ લીધી કટીયારી.

## દોહરો

મોટો ભાઇ વારે છે ભાઇ કરીયે ના એવુ કામ—લાલજી
સ્થાન નરકમા મલે વળી અને રૂઠે સીતારામ—લાલજી
કરણીનું ફળ મળસે એને સાભળ તુ બધવ નાદાન

॥ કોઈ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક–૧
હતી બ્રાહ્મણી ધરમવનતી તેને બઉ ધન આપીને ખુશા કઃ
ધરમની માતા જીવાડયા તે હમને તે વાત ખરી
પીતાને લઇને ચાલ્યા ભાઇ બેઉ માલ મતા સકટે ભરી
આવ્યા રાજમા પોતાના મનની ઇચ્છા પુરી કરી.

### સેર

પુરૂ થયુ બયાન એ સાંભળ કરી વીચારતુ,
નારી નઠારી હોય તેનો કરજે ના ઇતબારતુ.
ભરોસે રહેતો નહી રહેસે તો ખાસે મારતુ,
માટે નઠારી કર અકારી નારય એ દીલદારતુ

### ચાલ છોટી

ઉસ્તાદ મારો અબદુલ હુસેન ગુરૂ ગ્યાની
કાજી પૂરજુલ્લા ગાય ખ્યાલ હક્કાની
જગજીવન બાહાદર કરે બઉ નદાની
કહે તુરાવાળાને ખબર નથી ગાવાની

### દોહરો

સાલ બાવન પ્રથમ જેઠ વદ છઠ ને સોમવાર—લાલજી
તે દીવસે સીવલાલભાઇએ ખ્યાલ કીધો તૈયાર—લાલજી
અલીભાઈ કહે રાખો સભામાં લાજ તમે મારી ભગવાન
॥ કોઇ એક માતા ॥ ખાસ લેવા ઇછે પુત્રનો જાન ચોક–૧૯

